
સાત ચીની ભાઈ
લેખન : માર્ગારેટ માહે
ચિત્ર : જીન અને મોઉ-સીએન ત્સેન્ગ

# સાત ચીની ભાઈ

લેખન : માર્ગારેટ માહે

ચિત્ર : જીન અને મોઉ-સીએન ત્સેન્ગ



## સંપાદક ની કલમ થી

જોકે આ વાર્તા ના સાત ભાઈ કાલ્પનિક છે, આ વાર્તા શાસ્ત્રીય ગપ-કથા પરંપરા નો હિસ્સો છે. આ હાન કથા માં એક ઐતિહાસિક પાત્ર, બાદશાહ ચીન શી હુઆંગ (259-210 ઈ. પૂર્વે) ને મુખ્ય પ્રતિનિધિ ના રૂપ માં સામેલ કરવામાં આવ્યા છે. ચીન શી હુઆંગ ને ચીન ના વિભિન્ન રાજ્યો ને એક કેન્દ્રીય શાસન નીચે લાવવા માટે, ચીન ના એકીકરણ નો શ્રેય આપવામાં આવે છે.

ચીન શી હુઆંગે ચીનની મહાન દીવાલ ના નિર્માણ ની યોજના બનાવી હતી. આ એક સ્મારક બનાવવાની યોજના હતી, જે ચીન શી હુઆંગ ના શાસનકાળ માં શરુ થઈ અને વંશવાદી શાસનકાળ માં આગલી ઘણી શતાબ્દી સુધી ચાલુ રહી. ઉત્તર ચીન માં 4000 માઈલ (6400 કિલોમીટર) લાંબી આ દીવાલ ઉત્તર થી આવનારા હુમલાખોરો ને રોકવામાં માટે બનાવવામાં આવી હતી. એને પથ્થર, ઈંટ અને માટી થી હાથે થી ચણવામાં આવી હતી. આ દુનિયા ની સૌથી લાંબી માનવ સર્જિત રચના છે. એને બનાવવાનું કામ બહુ મુશ્કેલ, કમરતોડ, અને બહુ ખતરનાક હતું, જેણે હજારો જબરદસ્તી થી ભરતી કરેલા મજૂરો નો જીવ લીધો હતો. આ લોકો ની પીડા એજ આપણા સાત નાયકો ને મજૂરો ના પક્ષ માં પોતાની વિલક્ષણ તાકાત નો ઉપયોગ કરવા ઉકસાવ્યા હતા.

આ વાર્તા ના અંત માં ન્યાય મળે છે અને જુલમી રાજા ચીન શી હુઆંગ નું મૃત્યુ સાતમા ભાઈ ના હાથે (અસલ માં એના આંસુથી) થાય છે. પણ વાસ્તવ માં ઇતિહાસ એ જણાવે છે કે ચીન શી હુઆંગ નું મૃત્યુ  ત્યારે થયું જયારે એ એની શક્તિ સંગઠિત કરવાના અગિયાર વર્ષ પછી એના સામ્રાજ્ય નું નિરીક્ષણ કરવા નીકળ્યો હતો. સમ્રાટ ગમે એટલો ક્રૂર કેમ ન હોય, એ પ્રાચીન ચીની ઇતિહાસ ના સૌથી લબ્ધપ્રતિષ્ઠિત વ્યક્તિઓ માં થી એક હતો.

ધૂપ સળગાવવામાં આવ્યો છે. અમે તમને બધા ને આમંત્રિત કરીયે છીએ સેંકડો શતાબ્દીઓ પહેલા ના યુગ માં, ચીન ના પ્રથમ દરબાર ની ભવ્યતા અને જાહોજલાલી માં, કુખ્યાત ચીન શી હુઆંગ અને વિલક્ષણ શક્તિઓવાળા સાત ભાઈઓ ને મળવા માટે.

એક સમય ની વાત છે, જયારે ચીન શી હુઆંગ સમગ્ર ચીન નો બાદશાહ હતો, ત્યારે એક સુંદર ટેકરી ની તળેટી માં સાત અનુઠા ભાઈઓ રહેતા હતા. એ એકસરખા ચાલતા હતા, એકસરખું બોલતા હતા, એ દેખાવ માં પણ એકસરખા હતા, એટલા એકસરખા કે એમનામાં ફર્ક કરવો મુશ્કેલ હતું. અને છતાં એવું કંઈક હતું જે દરેક ભાઈ નું પોતાનું ખાસ હતું. દરેક ની પોતાની એક અનોખી શક્તિ હતી, જે ફક્ત એની હતી.



પહેલા ભાઈ ના કાન એટલા અદ્ભૂત હતા કે એ સો માઈલ દૂર કોઈ માખી નો ગણગણાટ સાંભળી શકતો હતો, જયારે બીજા ભાઈ ની આંખો એટલી અદ્ભૂત હતી કે એ સો માઈલ દૂર ચીન ની મહાન દીવાલ પર બેઠેલી માખી ને છીંક ખાતી અને પોતાના માટે દિલગીરી વ્યક્ત કરતી જોઈ શકતો હતો. ત્રીજો ભાઈ અસાધારણ રીતે તાકાતવાન હતો, એ સીધી રેખા માં ચાલી ને ચીન ને પાર કરી શકતો હતો, કારણકે એ રસ્તા માં આવતા પહાડો ને ઉઠાવી ને હટાવતો અને ફરી એને એની જગ્યા એ પાછો રાખી દેતો હતો. ચોથો ભાઈ પણ બળવાન હતો, એના હાડકા લોખંડ ના બનેલા હતા, એટલે એ ન તો તૂટી શકતા હતા, કે ન તો લચકી કે વળી શકતા હતા.



પાંચમા ભાઈ ના પગ વૃક્ષ ના થડ જેટલા લાંબા અને જાડા થઈ શકતા હતા, જયારે છઠ્ઠા ભાઈ ને તપતા સૂરજ માં કામ કરવા છતાં ક્યારેય ગરમી લગતી ન હતી. સાતમો ભાઈ પરિવાર નું બાળક હતો, એના છ ભાઈઓ હંમેશા એને હસતો-સ્મિત કરતો રાખવાની કોશિશ કરતા હતા. કારણકે દુઃખી થતાં જ એ ગરમ-ગરમ ખારા આંસુ ટપકાવવા લાગતો હતો. એના આંસુ નું એક ટીપું એક આખા ગામ ને ડૂબાવી શકતું હતું.









સાતે ભાઈઓ હળી-મળી ને ખુશી-ખુશી સાથે રહેતા હતા. એટલે સાતમા ભાઈ ને આંસુ વહાવવાનું કોઈ કારણ મળ્યું જ ન હતું. પણ એક દિવસ જયારે એ એની સુંદર ટેકરી ની તળેટી માં કામ કરી રહ્યા હતા, પહેલા ભાઈ એ એનું માથું ઉઠાવ્યું (જેની બંને બાજુ એના અનોખા કાન હતા) અને કહ્યું, "સો માઈલ દૂર, ચીન ની મહાન દીવાલ પાસેથી મને લોકો ના વિલાપ અને દુ:ખ ના ઊંહકારા ના અવાજો સંભળાય છે. બીજા ભાઈ, જરા જોઈને કહે કે મામલો શું છે?"

બીજા ભાઈએ એની દૂર સુધી જોવાની આંખો થી ચીન ની મહાન દીવાલ તરફ જોયું. "અઈ યા!" એણે ચીસ પાડી, "ચીન ની મહાન દીવાલ માં એક મોટું ગાબડું પડયું છે. હું સો ગરીબ માણસો ને દિવસ-રાત કામ કરતા જોઈ રહ્યો છું. એ થાકેલા અને નબળા દેખાય છે. લાગે છે કે દીવાલ ના ગાબડાં નું સમારકામ પૂરું ન થાય ત્યાં સુધી એને ન તો સૂવા દેવાય છે કે ન તો ખાવા દેવાય છે."

"અઈ યા! હું આ સહન નહીં કરી શકું," સાતમો ભાઈ રડમસ થઈ ને બોલ્યો, જે પોતે હંમેશા ભૂખ્યો થઈ જતો હતો. એવું લાગ્યું જાણે એ પેલા મહેનતી માણસો પ્રત્યે હમદર્દી થી રડી પડશે.

"અરે રડતો નહીં!" ત્રીજો ભાઈ જલ્દી થી બોલ્યો. "હું એની મદદ કરવા જાઉં છું." એ ઝડપ થી ચાલવા લાગ્યો અને પલક ઝપક તા જ અડધી મિનિટ માં ત્યાં પહોંચી ગયો.

એ તરત સમારકામ કરવા લાગ્યો, એક હાથેથી બીજા હાથે પથ્થર એ રીતે ઉછાળવા લાગ્યો જાણે એ પીંછા ના બનેલા હોય. અંધારું થવા સુધી માં આખું ગાબડું  પૂરાઈ ગયું હતું. ત્રીજો ભાઈ ઊંઘ નું ઝોકું લેવા બેઠો.





જયારે બાદશાહે એ સાંભળ્યું કે એકલા એક માણસે એક જ બપોર માં દીવાલ ની મરમ્મત કરી દીધી છે તો આભારી ન થયો પણ બહુ ચિંતિત થયો.

"એટલો તાકાતવર માણસ તો મુસીબત બની શકે છે," બાદશાહે મનમાં વિચાર્યું. "એવા તાકાતવર લોકો બાદશાહ માટે બહુ કામ ના પણ હોઈ શકે છે, પણ આ તો કંઇક વધારે તાકાતવર છે. એની ધરપકડ કરવા એક સેના કદાચ પૂરતી નહીં થાય. મારે બે સેના મોકલવી જોઈએ."

જયારે ત્રીજો ભાઈ ઝોકું ખાઈ ને ઉઠયો, તો પોતાને સેના થી ઘેરાયેલો જોયો.

"અમારા અલૌકિક બાદશાહ (જેનું મોઢું ઉગતા સૂરજ થી પણ વધારે ચમકદાર છે) ના હુકમ થી તને કાલે સવારે મોત ને ઘાટ ઉતારવા માં આવશે," બંને સેના ના સેનાપતિઓએ ઘોષણા કરી. "કેદી ને બાદશાહ ના મહેલ માં લઈ જાઓ!" એણે સિપાઈઓને હુકમ કર્યો.

આ સાંભળી ને ત્રીજા ભાઈ રડવા લાગ્યો.



સો માઈલ દૂર એ સુંદર ટેકરી ની તળેટી માં પહેલા ભાઈ એ ત્રીજા ને રોતા સાંભળ્યો.

"ત્રીજો મુસીબત માં લાગે છે!" એણે કહ્યું. બીજા ભાઈ એ દૂર નજર કરી. "અઈ યા! ત્રીજા ભાઈ ને મહેલ માં લઈ જવામાં આવી રહ્યો છે. એ એને સવારે મારી નાખવાના છે. કોઈ અચરજ નથી કે એ રડી રહ્યો છે."

"ફિકર નહીં કર," ચોથા ભાઈએ કહ્યું, એણે જોઈ લીધું હતું કે સાતમો રડવાની તૈયારી માં છે. "હું એની જગ્યા લઈ લઈશ. અલૌકિક બાદશાહ (જેનું મોઢું ઉગતા સૂરજ થી પણ વધારે ચમકીલું છે) મારું માથું જેટલી વાર ચાહે એટલી વાર કાપવાની કોશિશ કરે. કદાચ એનાથી એને સારું લાગશે."

એ જેટલી જલ્દી થઈ શકે એટલી જલ્દી થી ચાલ્યો અને આંખ ના પલકારા માં અડધી મિનિટ માં ત્યાં પહોંચી ગયો. એ બંને સેના થી છુપાતો ત્રીજા ભાઈ પાસે પહોંચ્યો, જે એની રાહ જોવામાં જાગી રહ્યો હતો.

ત્રીજો ભાઈ ઘરે પાછો ફર્યો, અને ચોથા ભાઈ એ એની જગ્યા લઈ લીધી.

બીજે દિવસે બંને સેનાઓ ના અફસરોએ આખો દિવસ ચોથા ભાઈ ની ગરદન ધડ થી અલગ કરવાની વારે-વારે કોશિશ કરી. પણ એક પછી એક તલવાર એના લોખંડી હાડકા થી ટકરાઈ ને વળી ગઈ અને તૂટી ગઈ. આખરે એને શક્તિશાળી બાદશાહ (જેનો ગણગણાટ તોફાન ની ગર્જના જેવો હતો) પાસે કબૂલ કરવું પડયું કે એ કેદી નો શિરચ્છેદ ન કરી શક્યા.

"લોખંડ ના હાડકા થી બનેલો માણસ!" જોરાવર બાદશાહે ગર્જના કરી. "કાલે એને ઊંડા સમુદ્ર માં ડુબાડી દો!"

જયારે ચોથા ભાઈ એ સાંભળ્યું કે એને સમુદ્ર માં ડૂબાવી દેવામાં આવશે, તો એ વ્યાકુળ થઈ ગયો.

"મારા લોખંડી હાડકા વળતા નથી, લચકતા નથી, તૂટતા નથી, પણ ડૂબી જરૂર શકે છે," એણે મનમાં વિચાર્યું અને એ રડવા લાગ્યો.



સો માઈલ દૂર સુંદર ટેકરી ની તળેટી માં પહેલા ભાઈ એ ચોથા નું રડવાનું સાંભળ્યું.

"ચોથો ભાઈ રડી રહ્યો છે," એણે કહ્યું. બીજા ભાઈ એ પહાડો થી દૂર જોઈ મેં કહ્યું, "અઈ યા! કાલે સવારે એ એને સમુદ્ર માં ડુબાડી દેવાના છે. કોઈ આશ્ચર્ય નથી કે એ રડી રહ્યોછે."

"ચિંતા નહીં કરી," પાંચમા ભાઈ એ વાત વચ્ચે થી કાપી ને જલ્દી થી કહ્યું, " હે એની સાથે જગ્યા બદલી લઈશ. શક્તિશાળી બાદશાહ (જેનો ગણગણાટ તોફાન ની ગર્જના જેવો છે) મને જેટલી વાર ડૂબાડવા ચાહે ડૂબાડવાની કોશિશ કરી શકે છે. કદાચ એના થી એને સારું લાગશે."

એ તરત ચાલવા લાગ્યો અને આંખ ના પલકારા માં અડધી મિનિટ માં ત્યાં પહોંચી ગયો. એ ચોર પગલે ચાલતો પહેરેદારો વચ્ચે થી ચોથા ભાઈ પાસે પહોંચી ગયો, જે એની રાહ જોતો જાગી રહ્યો હતો. બંને એ જગ્યા બદલી અને ચોથો ભાઈ ઘરે પાછો ફર્યો.

બીજે દિવસે બંને સેના એ પાંચમા ભાઈ ને ડૂબાડવાની બહુ કોશિશ કરી. એને ઊંડા સમુદ્ર માં ફેંક્યો, પણ એના પગ એટલી જલ્દી લાંબા થયા, કે પાણી બસ એના ઘૂંટણ સુધી જ આવ્યું.



ત્યારે એ લોકોએ એને વધારે ઊંડા સમુદ્ર માં ફેંક્યો, પણ એ પાણી પણ એની કમર સુધી જ આવ્યા.



આખરે એમણે એને સમુદ્ર ની સૌથી ઊંડી જગ્યા એ ફેંક્યો. પણ પાણી ફક્ત એના ગળા સુધી જ આવ્યું. પાણી ની લહેરો એની હડપચી સાથે ટકરાતી રહી.

"આહહહ!" પાંચમા ભાઈ એ આનંદથી હસતા કહ્યું, "સૌથી ઊંડા સમુદ્ર નું પાણી કેટલું સરસ અને ઠંડુ છે!"



"આ માણસ તો મેં વિચાર્યું હતું એનાથી પણ ખતરનાક છે," બળવાન બાદશાહ (જેની હળવી નજર પણ વીજળી જેવી કડક હતી) ગણગણ્યો. એને ડૂબાડી ન શકાય, પણ સળગાવી તો શકાય. કાલે સવારે એને આગ માં ઝોંકી દ્યો!" એણે આદેશ આપ્યો.





જયારે પાંચમા ભાઈ ને એના નસીબ નો ફેંસલો સંભળાવવામાં આવ્યો, તો એ રડવા લાગ્યો.

બહુ દૂર, એ સુંદર ટેકરી ની તળેટી માં પહેલા ભાઈ એ પાંચમા ભાઈ ને રડતા સાંભળ્યો. બીજા ભાઈ એ સો માઈલ દૂર ચીન ની દીવાલ તરફ જોયું.

"અઈ યા!" એણે ચીસ પાડી. "કાલે સવારે એ પાંચમા ભાઈ ને જીવતો સળગાવી દેશે. કોઈ અચરજ નથી કે એ રડી રહ્યો છે."

"ચિંતા નહીં કરી," છઠ્ઠા ભાઈ એ કહ્યું, જેને ડર હતો કે સાતમો ભાઈ રડી ન પડે. "હું એની જગ્યા લઈશ. જોરાવર બાદશાહ (જેની હલકી નજર પણ વીજળી ની ચમક જેવી હતી) ચાહે તો મને આખો દિવસ ભઠ્ઠી ની ગરમી થી ભલે શેકે," એણે ઠંડી થી ધ્રુજતા કહ્યું. "કદાચ એનાથી એને સારું લાગે."



એ તરત નીકળી પડયો અને પલક ઝપકતા જ અડધી મિનિટ માં ત્યાં પહોંચી ગયો. એ ચોર પગલે બંને સેનાઓ ની વચ્ચે થી નીકળ્યો અને પાંચમા ભાઈ ને શોધી કાઢ્યો, જે એની રાહ માં જાગી રહ્યો હતો.

પાંચમો ભાઈ ઘરે ચાલ્યો ગયો અને છઠ્ઠા ભાઈ એ એની જગ્યા લીધી.

બીજે દિવસે બંને સેનાઓ અહીં-તહીં ભાગી અને બધા સિપાહીઓએ સળગાવવાના લાકડાં, પાણી માં તણાઈ આવેલા લાકડાં, ઝાડી-ઝાંખરા અને સૂકા ઘાસ ના પૂડલા ભેગા કરવામાં લાગી ગયા. એ લોકો એ એટલી મોટી આગ સળગાવી કે એનો ધુમાડો ચીન ના એક છેડા થી બીજા છેડા સુધી ફેલાઈ ગયો. પણ છઠ્ઠા ભાઈ ને ગરમી લાગી જ નહીં. આગ ની ગરમી માં એણે ખુશી ના શ્વાસ લીધા.

"બળવાન બાદશાહ કેટલા દયાળુ છે, એના પોતાના તાપણાં માં મને શેકવાનો મોકો આપ્યો છે!", છઠ્ઠા ભાઈ એ કહ્યું.

અહીં બળવાન બાદશાહ (જેની નારાજી માં થોડા પણ ભવાં ચઢતા હતા તો ધરતીકંપ ની જેમ જમીન હલવા લગતી) ક્રોધાયમાન થઈ ગયો. "શાહી તીરંદાજો ને બોલાવો!" એણે હુકમ કર્યો. "કાલે સવારે આપણે એને તીર થી વીંધી નાખશું."

છઠ્ઠા ભાઈ ની આંખ માં આંસુ ફૂટી નીકળ્યા.

સુંદર ટેકરી ની તળેટી માં પહેલા ભાઈ એ છઠ્ઠા ભાઈ ને રડતા સાંભળ્યો. "બીજા," એણે પૂછ્યું, "તને શું દેખાય છે?"

"અઈ યા!" બીજા ભાઈ એ ચીસ પાડી. "એ કાલે છઠ્ઠા ભાઈ ને તીરો થી વીંધી નાંખવાના છે."

બધા ભાઈઓએ એક-બીજા ને જોયા. "હવે કોઈ રસ્તો બચ્યો નથી," પહેલા ભાઈ એ બધા ને કહ્યું. "આપણે છઠ્ઠા ને આમ એકલો મરવા માટે છોડી ન શકીયે. આપણે બધા બળવાન બાદશાહ (જેની નારાજી માં થોડા પણ ભવાં ચઢતા હતા તો ધરતીકંપ ની જેમ જમીન હલવા લગતી) પાસે હાજર થઈશું. એ આપણા બધા પર તીર ચલાવી શકે છે. પણ આપણે સાતેય સાથે તો હશું."

બધા ભાઈ મહેલ જવા નીકળી પડયા, બિચારો સાતમો એટલો દુઃખી હતો કે થોડું રોઈ પડયો. એના આંસુ નું પહેલું ટીપું ચીન ની સૌથી લાંબી નદી જેટલું મોટું હતું. આંસુ નું બીજું ટીપું ચીન ની બીજી સૌથી લાંબી નદી જેટલું હતું. બંને ટીપા સમુદ્ર ના પાણી જેવા ખારા હતા.

સડક પર ભાઈઓ ની સામે ગરમ ખારા પાણી નો સમુદ્ર વહેવા લાગ્યો.



સાતમા ભાઈ ના આંસુ ના પહેલા ટીપા એ એક સેના ને ઉત્તર દિશા માં વહાવી દીધી. એના આંસુ ના બીજા ટીપા એ બીજી સેના ને દક્ષિણ દિશા માં વહાવી દીધી.

બાદશાહ એટલો ઉપર અને એટલો દૂર સુધી ઉછાળ્યો કે એ આજ સુધી એના મહેલ માં પાછા ફરવાની કોશિશ કરી રહ્યો છે.

સાત માં ભાઈ ના આંસુઓ નું પૂર ચીન ની મહાન દીવાલ ની ઉપર થી વહી ને પીળા સાગર માં ભળી ગયું.

હવે છઠ્ઠો ભાઈ આઝાદ હતો.

એ એના ભાઈઓ ને મળવા સડક પર ઉપર ની બાજુ દોડયો જયારે એના છ અનોખા ભાઈઓ નીચે ની બાજુ. એ ચીન ની મહાન દીવાલ પર મળ્યા.

"માછલી!" પાંચમા ભાઈએ બૂમ પાડી. પૂર ની લહેરો માં સેંકડો ચમકતી માછલીઓ કિનારે તણાઈ આવી હતી. એ ત્યાં એક ઢગલા માં તરફડી રહી હતી, જે એના ઘૂંટણ સુધી આવતો હતો.

"લાકડા!" ત્રીજો ભાઈએ આગ લગાડવા માટે જંગલ માં થી લાકડા ભેગા કરતા બૂમ પાડી.



ચોથા ભાઈ એ એની લોખંડ ની આંગળી અને લોખંડ ના અંગુઠા થી ચપટી વગાડી. એક ચિનગારી નીકળી અને આગ ભભૂકી ઉઠી.

"આગ!" એણે ખુશી થી બૂમ પાડી.

"ઓહ, મને બહુ ભૂખ લાગી છે," સાતમા ભાઈ એ કહ્યું.

"હવે જ્યારે અપણે બધા સાથે છીએ, તો આપણે ભોજન કરીયે અને આપણી મુશ્કેલીઓ ને ભૂલી જઇયે. હું વાયદો કરૂં છું કે હવે હું ક્યારેય નહીં રડું, સિવાય કે મારે રડવાની જરૂરત પડે."



સાત ચીની ભાઈઓ ગરમ આગ ફરતે બેસી ગયા અને સ્વાદિષ્ટ તળેલી માછલીઓ ની જ્યાફત ઉડાવી ... કારણકે ચિંતાજનક અઠવાડિયા પછી એ બધા બહુ ભૂખ્યા થયા હતા.



